






ભાગ—૨

# સતવેણીની વેલ

રચનાર

સૈયદ નુરમહંમદ શાહ

બીન

ઇમામ શાહ







ભાગ—૨

# સતવેણીની વેલ

રચનાર

સૈયદ નુરમહંમદ શાહ

બીન

ઇમામ શાહ







# સતવેણીની વેલ ભાગ ૨ જો

: રચયિતા :

સૈયદ નુરમહમદ શાહ બીન ઈમામ શાહ









# ગત બક્ષામણી કા પરતા

દોઝક આંચથાં છુટે નીરધાર,
પાવે ફેર મુનીવર અવતાર.
ફીર તે સુકરીતથી સુધજ રહે,
પાપ પ્રાછત સબ ઉસકે ગયે.

એસી નરજીએ વાણી કહી,
તબતો મુનીવરકુ મેરજ આહી.
કુંડળી કાઢયા તબ આપસ માંહે,
આઠ હજાર મોમન મહીને તાંહે.

આધા દીનાર એક એક પર પડીયા,
ઈસુંકર ચાર હજાર જ હુઆ.







૪

લાકર ઈમામકું દીયા સાર,
તખ્તો છાંડા નાખ્યા નીરધાર.

સવાન ગએબ હુઆ તતકાર,
ફીરતે પાયા મુનીવર અવતાર.

તે તો મોમન ફીર એસા હુઆ,
એકસો તસબી નીત કાઢતા રહ્યા.

ગીનાનજો સીખ્યા એક હજાર,
અરબી ભાખ્યા તે ગીનાન જ સાર.

એસી પેરે તે મુનીવર હુઆ,
પુતક આઠ ઉનકા જુગમેં હુઆ.







૫

એક દીયા ઉસમેં નરજીકું સાર,
ચાલ્યા દંશોદ અંત વેવાર.
હાથમેં પઇસા તે રાખતા હોતા,
તો અપના હાથ તે રેતા હોતા.
આઠમેં સે એક પૈસા દેવે,
એસી પેરતે મુનીવર રેવે.
રે તુંહીં..........
પંથ કમાયા સો બહોત કર,
અને જાગ્યા અનંત અપાર રે,
એક થાવર નવ ચુકયા;
સો અસા જીવ હુઆ નીરધાર રે.







૬

# જાફર સાદક કી કસણી

જાફર સાદક ઈશુ પંથ કમાયા,
આખર મારગકા દરજા પાયા.

ઉસકા એક દુશ્મન જો હોતા,
સો ઈમામકા ભાઈ કીલાતા.

ઉસને બહોત ઉનુંસે દગા કીયા,
કાન તરછકે શીશા ઓતાયા.

ઈશુંકર નરછ સરગે ગયા,
દઈતકુ લોક તબ ભારી હુઆ.

પાયા ઉને સો અપના કીયા,
નામ દઈતકા બાદજ હુઆ.







ૐ

સંવંત આઠસો વીસજ હોતા,
પોસકી તારીખ પંદર કૈતા.

બુધવાર કા સો દિન નીરધાર,
સતગુરે કહયા સબ વીસતાર.

હુઆ ગુરજીકા હૈ મહીના માંહે,
જાહેર ઈમામ નર કહેવાય.

કલજુગ સંધે ઈમામ બડા હુઆ,
જીસને સતપંથકું સુધા લીયા.

સારી દુન્યાકા ઈમામ જ હુઆ,
અપના મઝહબ નરે આપે કીયા.









ઔર દીયા સો દુઆકી રીત,
સતપંથ કેરી સબ પરતીત.
એસા ભેદ સતગુરે સમજાયા,
વાટ મુશકીલ સો દે બતલાયા.
મુશકીલ વાટ સતવરણી દીયા,
જીસને અપસકે હાથુ લીયા.
રે તુંહીં..........
સુધ મારગ પાવે મુનીવર,
જીને માનયા ગુરકા ફરમાન રે,
સો જીવ તરકર પાર ગયે;
જો સાચે થે નીરવાણ રે.











# શાહ ઈસ્માઈલકી જાહેરાત

શાહા ઈસ્માઈલ ઈમામ જો હુઆ,
ઔર ઈમામ તો ફ્રેકટ ભયા.

એ તો ઈમામ નરજીકા અવતાર,
કળા જાહેર બતાયા નીરધાર.

જાહેર રૂપ નરે આપ દીખાયા,
મુસા ભાઈ દુશ્મનજો થયા.

ઉસને ઠામ નવ શાહાકું દીયા,
આખર ઔર મુલક મેં રહ્યા.

જાહેર મરણેકા નામજો કીયા,
બાતુન જાકર મીસર મેં રહ્યા.









વહાં મુરીદ બહોતજ મીલીયા,
ઉસને નરકા અવતાર જાણ્યા.

પંથ કીયા સુધ મારગ સાર,
એક દીન જાતા નર આપ બઝાર.

જુમલાજી સબ સાથે હોતા,
ફીરતા તલાવ કે ઉપર જાતા.

પાર પર દેખ્યા એક કાગજ તીયાં,
એક દરખ્ત પર બેઠા હુઆ.

ખાણે ન પાવે બહોત ભુખે મરે,
અતી પેરે તે તો કરકરે.









તબતો જમાતે નરજીકું કહ્યા,
નરજી કાગ એક કેસા રહ્યા.
તબ તો નરજીયે બાતજ આંખી,
કાગ કી બાત સબ કહી સાંખી.
એ તો થા સતપંથ મોમન સારૂ;
ચાલતા સતપંથ કે મારગ વેવાર.
રે તુંહીં..........

ઈમાન ન રાખતા પંથ પર,
કભી ન પડયા વખતરે,
ગતમેં કભી ન મીલીયા;
નવ બેઠા એક જ રાત રે.









૧૨

## શાહા ઇસમાઇલકા મોજીઝા

ઐસા હોકર જુગસું મુઆ,
ઉસને કાગકા અવતાર જ લીયા.

ઈજા અપને પર પાતા ભારી,
ઐસી હોતી જો ઉસકી ખુઆરી.

પખ પખડાટી સબ સડ ગયા,
બહોત મરઝ ઉસ ઉપર લયા.

ઐસા દુખ તે પામ્યા સાર,
ઐસે લખ ચોરાસી અવતાર.

મહાદન સુધી દુન્યા મેં રહે,
દુખ ઇસે અપને પર સહે.









પછી તે જાસે દોઝક માંહે,
ઠામતે તેનું ન હોસે કીયાંયે.

તબતો જુમલે અરદાસજ કરયા,
નરજી સાથે ઇયુંકર કહ્યા.

નરજી ઈનકું તમે આશીશ દીયો,
દુઆ તમે ઉસ ઉપર કરો.

તો તે છુટે મદમ અવતાર,
તમારા બક્ષ્યાથી પામે પાર.

તબ નર ઇસમાઈલ ઇયું બોલ્યા,
તમે જુમલાજી ઉસે દુઆ જ દેણા.







૧૪

ગતકે દુઆથી એ છુટી જાએ,
ગુરનર સરવે ગત માંહેજો પાએ.

ગતકા પરતા હૈ સબથી બડા,
ગતમાં ગુરનર હોનું પરવરીયા.

ગતકી મહીમા જેસાં નવ કોઈ,
ગતમાં કળા બાર અનંતજ હોઈ,
રે તુંહીં...........

ગત જુમલો જીયા મલી રહે,
તીયાં સોલ કળા ભરપુર રે,

તેત્રીસ કરોડ સબ દેવ મીલે;
અને મલે તે ચંદાને સુર રે.









१५

## શાહ ઈસ્માઈલનું સરગવાસ

તબતો જુમલેજીએ આશિષ દીયા,
નરજીએ દુઆ બહોત ઉસકું કીયા.
છુટા તે તો મદ્દમ અવતાર,
પામ્યા તે તો પહેલે પાર,
એસા નર ઈસિમાઈલિ કા ખેલ,
સુણો મુનીવર એસા જો બોલ.
આખર ઉસ નરજીયે દુન્યા છોડી,
વીખમી ઉનકું કુછ ન પાડી.
સતગુર કહે ઉસ નરકા વીચાર
સવંત આઇસો ત્રીસજ સાર,







૧૬

કારતક મહીને તારીખ બાર,
જાઈ પોતા નર વઈકુઠ મીંજાર.

દીતવારકા દીન સાંભળો વીરા,
રાખો અપને મનમેં ધીરા.

તુર્બત ઉસ નરકો મસીર માંહે,
જાણો બુજો સત હોગી તાંહે

ફીરતો મહમદ નુર ઉસથી હુઆ,
ઉસને જુગપત બહુ કામજો કીયા.

રહ્યા સોહી નર મીસર માંહે,
બહુ મનીવર મીલ્યા તાંહે.









સતપંથ સાચેસું કરે વેવાર,
લેતા હતા નરજી દશોંદ આહાર.
સીદક મુનીવરે સાચા રાખ્યા,
એસા પંથ નરજી એ દીખાયા.
દીખીસરે વાટ વાટ સુધા પાઈ,
જેણે પંથ મારગજો પીયાઈ.
રે તુંહીં...........

સંતપંથ પુરા ભેટાડયા,
ફીર ગયા વઈકુંઠ વાસરે,
આઠસો ઉગન સીંતેર થા;
ભાદરવા અઢાર ખાસ રે.











## ઈમામત વફી અહમદ કી

ફીર તો વફી અહમદ ઇમામ થયા,
સોઈ નરજી મીસર માંહે રહ્યા.

પંદરા બરસ કરયા બાદશાહી,
સરવે ફકીરી રાહા ચલાઈ.

મુરીદ કીયા ઉને અનંત અપાર,
થાપયા મુખી કામડીયા સાર.

આહમદ મુખી તબ હોતા જાણુ,
કાસમ કામડીયા કહીયે વખાણુ.

ધ્યાવે ધરમ તે સરવે તારે,
જોમું સીકારયો નરજીયે જારે.







૧૯

સંવત આઠસો ચોરાસી કહીયે,
અમરાપુરીમાં પોતા તહીયે.

શ્રાવણ તારીખ વીસજો જાણ,
આતવારકા દીન પ્રમાણ.

કબર ઉસકી ભી કરયા તાહે,
બાપ દાદે કે મુકામજ માંહે.

સુરજ છીપા ઉસ દીન તતખણા,
પશુ પંખીતો રોતા ઘણા.

દરખ્ત પરબત બહોત વેદના કરી,
એસી જાણ જુગમેં પરવરી.









સતગુર ભાખી સતમારગ સાર,
કરો ક્રીયા તો ઉતરો પાર.
દીજે દશોંદ ગુર મુખ આહાર,
ચાલીયે સત તણે વેવાર.
નમતા ખમતા સબુરી સાર,
પરનીંદા સુ નવ રાખો પ્યાર.
રે તુંહીં...............
દુન્યા દુરીજન દૂર કરો,
જો ચાહો શાહાકા દીદાર રે,
સતગુરે સબ ફરમાવ્યા;
સાચા લંગસે પાર રે.











# તકી મહમદ કી ઈમામત

ફીરતો તકી મહમદ હુઆ,
નર અવતાર સો પ્રગટ ભયા.
સંવત આઠસો છનું હોતા,
આખર સરગાપુરી માંહે પહોતા.
ઓગણત્રીસ તારીખને પોસ માસ,
તખતો નરજી પોતા વઈકુંઠ વાસ.

કબર ઉસકી ઉહાંજો હોતી.
જ્યાં બાપ દાદેકી કબર હોતી.

એસા ઉસ ગુરજીએ કહે દીયા,
એ સત મારગ તો સુધા હુઆ.







૨૨

ધરમ ધ્યાયા અનંત જો પેર,
ટલ્યા સત કેરા સઘળા અંધેર.

મોમને ધરમ ધીયાયા સાર,
ગુરજી અબદલાકા અવતાર.

સતપંથ મારગ મોમને કમાયા,
સાચા મારગ તે સુધ ધ્યાયા.

સત મારગ હયાતે લોક સારે,
તે સબ ગયા સરગે નીરધારે.

જે કોઈ ચાહ્યા ગુરકે ગીનાન,
સતગુર બોલ્યા સત વચન.







૨૩

જે કોઈ મુનીવર સાંભળે ગીનાન
આલસે ગુરમુખે હરીંદનું દાન.
ઉનકું મહાદન ન લુપે લગાર,
અમરાપુરી મેં જાવે નીરધાર.
સતપંથ મારગે જે સુધા રહે,
ફલ અનત ભાઈ પાવે સોહે.
રે તુંહીં...............
જે મુનીવર ધરમ ધ્યાવસે,
તે પાવે સવા લાખ સારરે,
સતપંથ મારગ સબથી બડાં;
જે નબીઉં કેરા વેવાર રે.









૨૪

# ઈમામત રઝીઅબ્દલાકી

ફીરતો રઝીઅબ્દલા ઈમામજ હુઆ,
ઉને સાચા પંથ ચલાયા.
છતીસ બરસતો પંથ ચલાયા,
ફીર નરજી અમરાપુરી ગયા.
સંવત નવસો બત્રીસ જાણો,
કારતક તારીખ સોલ પ્રમાણો.
દીતવાર દીન ગુરજી સધારયા,
સતપંથ મારગ તબ સુધા રહ્યા.
જીને સાચે દીલસે ધ્યાયા,
ઉને શાહાજી પરતક પાયા.









કબર દીતી સામરા માંહે,
જે કોઈ સાચા પીછાણે આહે.

દીતને દીન ઉહાં પથરે હોતે,
કબર ઉપરતો છગલ રેતે.

દીરતો કબર ઉસ ઠાર બનાઇ,
ઉસકે ઉપર હજીરે કરાઈ.

બાતુન માનતે ઉસે મોમન સારે,
કરતે નરજીકે સબ વેવારે.

બહોત કરામત નરજીકી હોઈ,
જાહેર મોમન દેખ્યા સોઈ.







૨૬

કબરસે બહોત નુરજો આતે,
ઉસકું મોમન સબ પરતક પાતે.
બહોત હુઆ નરજીકા ઝહુર,
હોતા સમા કર સો નુરમેં નુર.
આલ ઈમામ જે હુસૈની પરીવાર,
પાંચ નકલંકી નર અવતાર,
રે તુંહીં............
પરતક ખેલ આપે કરીયા,
સો હુસૈની નર અવતાર રે,
સતગુરે પીયુ કર ભાખીયા;
સો કથીયા અમૃત સાર રે.









# ઈમામત મહેંદી મહમદ કી

મહેંદી કેરા તમે સુણો વીચાર,
કાંકણુ બાંધ્યા સો જુગ મીંજાર.

એક મોમન અધમીંજ હોતા,
બહોત ઉને જુગમેં ગુના કીયા.

મરને વખત પાયા આજાર,
રૂહ ન નીકલ્યા તેની વાર.

તખતો અતી ઘણુા દુખ જો થયા,
સુધ બુધ ઉસકી સરવે ગયા.

હાથ પગ અતી પછાડે સાર,
બહોત મુંજાણુ થયા નીરધાર.









ઉસકા બેટા તો દો જ હોતા,
દોયે ચલકર પાસજ પોતા.

નરજીકું શીશ નામી કર્યા અરદાસ,
હાલ પીતાકા કર્યા પ્રકાશ.

નર મહેંદી તબ ઐસા જો કહ્યા,
ઉસકુ કાંકણુ બંધવો ઇંયા.

તબ કાંકણુ બંધાવ્યા સાર,
જુમલા મીલ્યા ઉનકે દ્વાર.

કાંકણુ બંધાવતા સુધે ન હોઈ,
જુમલેજી ઉસે કાંકણુ બંધાઇ









સુધ બીના કાંકણ ન બંધાણી તેહ,
તબ જુમલેજી કો હુઆ સ્નેહ.
ઉસકે બેહોશે જમાતે કહ્યુ,
ફીર જાઇ નરજીકુ પૂછી આવો.
ફીર દોનું નર પાસ ગયા,
સોહી વચન પ્રકાશ જ કર્યા.
રે તુંહીં............
કાંકણ સુધ બના ન બંધાત હે,
અબ કૈસી કરીયે પેર રે,
તબ નરજી ફીર હુકમ કરે;
જો કૈસી કરીયે ભેર રે,











## કાંકણુ ની ઉપમા

તબ તો નરજી ફીર એસા કહીયે,
તમ મે સુ એક કાંકણુ બંધાવો.
બેટા બંધાવે તે જાકર સાર,
ધરમ બેટે કા સત વેવાર.
બાપ ઔર બેટે કી હોતી મીલણી,
કામ બેટો કી જો અતી કરણી.
તબ જા બેટે ને કાંકણુ બંધાઈ,
બાપ કુ ઉનસે આરામ જો આઈ.
ફીર જીવ નીકળ્યા રહેમત માંહે.
પામ્યા સરગે તે જાકર ઠાંહે.









ઐસી કીયા કાંકણુ કેરી
સવા મોહોર ઉસપર દેણી કરી.

મહોર અઢાયજો ઔરત હોય,
અધી મહોર લડકેકી સોય,

ઐસી કાંકણુ હોયગી રીત,
ગુરજીએ કાંકણુકી કહી પ્રતીત.

મહાદન કેશ જબ હોયગા દીન,
મીલસે ત્થા સબ મોમન જણ.

જેણે કાંકણુ બંધાવ્યા જુગમાંહે,
ઉસકે હાથમે નુર જપકે આહે,









સો નર પીછાણે નર ઉનકુ જાણે.
ગુરજી હાથ સો ઉનકા જાલે.
સરગ માંહે ઉનકુ લેકર જાય.
ઉસકા અમરાપુરી મે વાસ કરાવે.
કાંકણ બંધાવજો મોમન સાર,
છાંટા નાંખણા હર બરસ મીંજાર.
રે તુંહી.........
એસી રીત મુનીવર તણી,
તમે ભૂલી ન જાઓ ગેમાર રે,
સતગુરજી સોહી ફરમાવ્યા,
જો કંથે વારંવાર રે.









૩૩

# દુઆકી પ્રાપ્તિ

દુઆ કરાવો તમે ગતમાંહે જાઈ,
તો તમારી હોય સે સાચી કમાઈ.
કોડી દમડી કા મુલ ઘણેરા,
ધરમ કરજો તમે સવેરા.
એક દમડી માંહે કુંજર ફલ,
તો ધરમ થાસે સફલ.
એક કણ રાંધસો દુઆ કાજ,
ફલત્ર સવા લાખ થાસે આજ.
આખરમાં તમે સવા લાખ જ પાવે,
એસો ગુરૂજી કહી સમજાવે.
સ. વે. ૨/૨









દુનીયા મેં ભી સબ બરકત પાવો,
બીજ વાવીને જીસું ફલ જ પાવો.

વાવીએ જેવુ તેવો ફલ થાય,
એસા દુઆ કા સવાગ લખાય.

પડ્યા બગદાદમેં જબ દુકાળ,
થયા દુઃખી ત્યાં લોક અપાર.

ભૂખથી મર જાતે સબ કોઈ,
એક મુનીવર ત્યાં રેતા સોઈ.

સોઈ નીત નીત દુઆ કરાતા,
અદકી પૈસે મેં બરકત પાતા.







## ૩૫

ઓર જો ખાણે કી દુઆ કરાઈ,
દુકાળ મેં ઉસે કામ જો આઈ.
એક જો દાણા ત્યાં હોતા જે,
રાંધી દુઆ કોઠીએ રાખ્યા તે.
આખા બરસ તે ઉસકુ ખાયા,
તોભી દાણે કા પાર ન પાયા.
રે તુંહી..................
દેખો સત મારગ સારથી,
જેણે દુઆ કરાવી નીરધાર રે.
એક સઈ બહુ બરસ રાંધ્યા;
તેના ઘરમાં આઠ જણ સાર રે.











## મહેંદી ઈમામ કા પરચા

ઐસી દુઆ દી હૈ બરક્ત વીરા,
જે કોઈ મનમાંહે રાખે ધીરા.

એસી ગુરજીયે વાણી કહી,
રીખી સર તમે સમજો સહી.

રીખી સર સુણો સત ધરમ આચાર,
કરી લીયો સાચા ધરમ વેવાર.

મહેંદી ઈમામ જબ મગરબ ગયા,
વહાં મુરીદ તે બેહદ કરયા.

ચાલીસ હજાર સતપંથી સાર,
ઉસકા હોતા સાચા વેવાર.







૩૭

તબ પંથ અપના સો જાહેર કરયા,
એક લાખ ઉપર બહોત કાફર મારયા.

જાહેર થઈને કરયા કાજ,
સારયા મુનીવર જુમલાના કાજ.

એસી કરણી જુગ મેં કમાઈ,
આખર મોત ઢી મારગ પાઈ.

સરગાપુરી મેં વાસ જો કરયા,
વહાં કે મુનીવર પર મેરજ કરયા.

સંવંત નવસો પર નેવું હોતા,
તબ તે નરજી વઈકુંઠ પોતા.









૩૮

વઇશાખ તારીખ તેરમી સાર,
દીન થાવર કા હોતા નીરધાર.
એસા વીચાર ગુરજીએ કહ્યા,
મેડીયા શહેરમેં તુરખત કરયા.
જાકર તુરમેં નુર સમાણા,
સતગુરજી સોહી કહી પરમાણા.
રે તુહીં.....................

સતપંથ નરજી સાબત કરયા,
તમે સાંભળો સાચી વાણુ રે.
ગુર કહે ધરમ કે સારથી,
જો મીઠા અમૃત ગીનાન રે.









## ઈમામત કાયમ મન્સુર વ મોઈઝ કી

નરજી કાયમ ફીર ઉસકા હુઆ,
કાહેરીયા શહર મે મુરીદ જ કીયા.
પંથ કમાયા બહોત નીરધાર,
બારા બરસ કહીયે તતકાર.

સવંત દસ સો ઉપર એક,
આખર સરગ માંહે ગયા નેક.
માહા મહીના ત્યાં તતકાર,
ચઉદમી તારીખ ઉસ દી સાર.

ફીર તો નરજી મન્સુર જો હુઆ,
તેણે દીનકું સુધ ચલાયા.









તીસ પર નવ બરસ હોતા જાણ,
એસા પંથ કરયા નીરવાણ.

સવંત દસ સો ઉપર આઠ,
જેઠ માસ કી તારીખ સાત.

પોતા નરજી વઈકુંઠ નીરધાર,
સરગાપુરીમેં વાસા સાર.

ઉસ કી કબર તે મગરબ માંહે,
સતગુર કહે સરવે સત ભાઈ.

ફીર તો મોઈજ ઈમામ જો થયા,
ચોવીસ બરસ તખ રાજ જ કીયા.







૪૧

ફીર તો સધાર્યા સરગ વાસ,
ઉમરે હોતી ચાલીસ પર પાંચ.
સવંત દસ સો એકત્રીસ,
સરગાપુરી ગયા જગદીશ.
આસાદ માસકી પેહેલી જો રાત,
તે નરે છોડયા ગત જમાત.
રે તુહીં..................

અંતપદ અમૃત કરયા,
અને બોલ્યા મુનીવર લોક રે.
જે સતપંથ મેં ન આવ્યા,
તે હુઆ સઘળા ફોક રે.









૪૨

# ઈમામત કી ઝાહેરાત

હુએ અઝીઝ શ્રીર નર જુગ માંહે,
અતી સાચ સોહી ધરમ ધ્યાયે.

એકીસ વરસ હોતા નર અવતાર,
ઉમરો ત્રીસ વરસ જે સાર.

સવંત દસ સો ને બાવન સાર
તારીખ સતાવીસ શુરૂવાર.

ભાદરવા માંહે સરણે સધાયા,
સો નર મગરબ કે માંહે રહ્યા.

શ્રીર તો હાકમઅલી જુગમેં હુઆ,
વોબી આખર વઈકુંઠ ગયા.









ચોવીસ વરસ કરયા બાદશાહી,
સતપંથ મારગ ઉને સુધ ચલાઈ.

સવંત દસ સો છોંતેર સાર,
ચાલ્યા ચઈતરે તીથ અગીયાર.

જાકર સરગમેં વાસજ કીયા,
તુરબત મેંદીએ હજીરા હુઆ.

જાહેર હુસન પીર જાહેર થયા,
નર અવતાર ઈસ જુગમેં રહ્યા.

બરસ પંદર હોતા ઈમામ રૂપ,
અતી ઘણેરા ઉને કરયા સરૂપ.









સવંત દસ સો ઉપર એકાણુ,
આસુ માસ તીથ છઠી જાણું.
દીન મંગલ કા થા ગુરજી કહે,
સરગે ગયા સબ સમજી રહે.
એ તો કથા ન કીયા કીતાબ,
ઈસકા કુરાનથી હુઆ ખતાબ.
રે તુંહી.....................
ઈલિમ મેં સબ સુજ હૈ,
તુ મત હો મુરખ ગેમાર રે,
ગુર દીવા હાથ મેં દીયા,
કહ્યા એ ઈસકા સાર રે.









૪૫

# ઇમામ તકી જાહેરાત

મુસ્તન સિરિખિલ્લાહ નર અવતાર,
ઝાહેર હુઆ સંસાર મીંજાર.

લાખ મુરીદ નરે અપના કરયા,
સો સબ દીનમાં પરવરયા.

કે તે મુલક નરજીયે લીયા,
રૂપ ઇમામથી ઝાહેર હુઆ.

હુકમ દુઆકા બહોત કરયા,
બહોત કહી કહીને ફરમાયા.

સો ગુરજી બાત કહે સગળે સારી,
સુણો મુનીવરો મન વીચારી.







૪૬

જે કોઈ ચુકસે વખત સવાર,
બંદગી ન હોવે ઉસે દીન મીંજાર.

ઉસ દીન પાતક લીખ્યા જાવે,
બરકત જાવે સબ ધંધે માંહે.

એસા એક રોજ કા ચુકણા ભાઈ,
દીલમે અપણે જીને સુધજ પાઈ.

જે કોઈ ચુકસે સાંજકા ટાણા,
ઉસકું ગુના દસ દીન પરમાણા.

જે ઉસ દસ દીન કે અંદર ખાવે,
સો કણ કણ સવે હરામ લખાવે.









ઓરજો સવાબ કરે ઉસ દીન માંહે,
સો કુછ કામ નવ ઉનકે લખાયે.
ઓર જો સુમણીકા ચુકે વખત,
ઉનથી તો બેજાર ગત જમાત.
ઓલીયા અંબીયા સબ પાપી કહેવે,
ચાર માસ સુધી એસા રહેવે.
રે તુંહીં...........
ફીર સબ ચુકે દીન થકી,
તે મુનકર ચોર લખાય રે,
ઓર જે દો દીન નહી મીલ્યા;
સો સુધ કાફર કહેવાય રે.









૪૮

## દુઆ ખામીકા આઝાબ

જે કોઈ ચુકસે ભાઈ દીન ચાર,
ઉસથી ઓલીયા સબ હોયે બેઝાર.

ઓરજે ચુકેગા દીન સાત,
ઉસકું ધરમ ન આવે હાથ.

દસ દીન ચુકે સો જાલમ નામ,
ઉસકા ન હોવે કોઈ દીન કામ.

માસ ઉસકા સબ કુછ જાય,
જે કોઈ સરવે જમારે ક્યાય.

તીલભી ધરમ ઉસે કામ ન આવે,
દશોંદ સુકરીત સબ ફોકટ જાવે.







૪૯

એસા ગુરજી કહ્યા સબ મરમ,
તે જાણી ધ્યાવો તમે સત ધરમ.

જે કોઇ વરસ સુધી ચુકે જાય,
તે તો શેતાની જાત કીલાયે.

જે કોઈ ઉમર ન મલે ગતકી ચાલ,
તો આખર ઉસકા કયા હવાલ,

સુધા આઝાબ મદમ જ પાવે,
ઘણુકી માર સીર ઉપર આવે.

માટે મત ચુકો મુનીવર ભાઈ,
કરજો કલજુગમેં સાચી કમાઈ.









ગતમેં વખત દુઆકે મીલો,
ગતકું પંજ દીદારી આલો.
તો વઈકુંઠમાં હોવે વધાવા,
ગતકી ગુજરગી હૈ ધરમથી ભાવા.
સો તો નરજીયે સબ સમજાયા,
ગુરજી એ મુનીવરકું સર્વે ભાખ્યા.
રે તુંહીં..........

ગતકા મહીમા હૈ બડા,
તમે પરખો પરખણુ હાર રે,
વખત વેલા નવ ચુકીયે;
સો જાઈ એ ગત મીંજાર રે.









૫૧

## બંદગીકા મરતબા

વખત બંદગીકા સવાબ બહોતેરા,
સુણો મુનીવરો મેના ઉસ કેરા.
જો કોઈ ગુજારે વખત સવાર,
બરકત હોવે ઉસે અનત અપાર.
ઓરભી હરજા હૈ અસા ભાઈ,
સાત વાર હરખાના કરવા જાઈ.
બેઠયા હોયે નરજીકું નીરધાર,
એસા સવાબ હૈ વખત સવાર.
સાંજકા વખત જો જમાતસું પડે,
ચાલીસ હરગા સો એસી કરે.







૫૯

ઓરભી સવાયા હોતા ઈમાન,
જેસા ચાલીસ પડે જો કુરાન.

ઔર સુમણી જે વખત ગુજારે,
સો સેઅ હરગાકા ફલજ પાવે.

ઓલીયા અંબીયા સબ ઉસથી સાર,
હોવે ખુશીયાલ તે અનત અપાર.

ઐસી બરકત ગુરજીયે ફરમાઈ,
સોહી સતગુરજી પરતક પાઈ.

થાવર રાતે જે પડસે દુઆ,
ઉસકા સરગમેં હોવે વધાવા.









સેજ જગનકા તે ફલ પાયે,
જે થાવર રાતે દુઆ પડાયે.
સેજ બંદગી ફલ હોયે સાર,
રાત થાવરકે સોહી નીરધાર
એસા સાચા સતગુરજીયે ભાખ્યા.
ભેદ અમુલખ સતથી આંખ્યા.
રે તુંહીં............

સતગુરે સત ફરમાવ્યા,
સો જાણો જુગતસું સાર રે,
અમીરસ પીજે નીરમલા,
તે થાવર રાતે સાર રે.











# અમીરસકા પ્રતાપ

અમીરસ પીસે જે થાવર રાત,
ઉસકે સીર પર ન આવે ઘાત.
જીસકે અંગમે અમીરસ આયા,
ઉસકા અંગ સો નુર જ થયા.
ઉસકું આગ ન જાલે સાર,
બચશે દોઝખથી તે નીરધાર.
ઉસ અંગકુ કોઈ માર ન કેવે,
જબ સોઈ અંગ કબર મેં જાવે.
અમીરસ પીયે તાકું નહીં પુછાણું,
જે કોઈ પીવે હર થાવર ટાણું.







૫૫

જે કોઈ એક થાવરથી ચુકયા,
સો જીવ ઈર્ષું કર મર ગયા.

તે તો નીસ્ટે અવગતીયા થાય,
ઉસકી કમાઈ સબ ફોકટ જાયે.

હર થાવર રાતે કળસ થપાવો,
નરકે નામે ત્યાં થાલ કરાવો.

એસા નર મુસ્તનસિરબિલ્લાહ કહે
સો ગુરજી સબ બાબત રહે

નીસ્ટે દુઆ તમે પડજો સાર
તો અંત બંદગી હૈ પદ હાર







૫૬

જો ગતથી ચુકાતો તુરત જ પડણું,
ઔર શાહા પીરકી તસ્બી કરણું.
બાર તસ્બી શાહા પીરકે નામ,
તો ગત જેસા હોયે સવાબ તમામ.
ઓર જો પડના ન જાણુતા હોય,
તો તે દુસરે કે સાથ પડાય.
રે તું હીં...........

પડના પીછે ઉસકે ભેળા,
જે જાણે અહોતેરા જાણુ રે,
પ્રથમ નરજીકા નામ સબ,
ઓર ગુરજીકા નામ નીરવાણુ રે.











# દુઆકી તરતીબ

ઓરજો પાંચ સુજદે સગહી પૂરે,
ત્યાં તીન દુઆકે બહોત બહોતેરા.

એસી તમામ જે જાણે સાર,
સોસ ગીનાન તે જાણે નીરધાર.

ઉનકે પીછે પડણા સતીજન,
તો હોયેગા ગુરનરકા દરશન.

જે કોઈ મુનીવર મુસાફર હોયે,
રસ્તુમાં દુઆ ન જાણતા સોચે.

સોહી કાઢે ત્યાં તસ્બી બાર,
તો ફલ દુઆકા હોવે નીરધાર.









સીજદા બાર ઉપર બાર કરણું,
ઉસપર સાર કી દુઆજો પઢણું.

સો નવ જાણે સો પીરશાહા પઢે,
હર એક તસ્બીયે સીજદા કરે.

એસી પેર ભાઈ અણુજ કેરી,
સુધવંતકુ સુધ બહોત બહોતેરી.

તસ્બી બાર સુણો વીચાર,
પીરશાહા નામ હર તસ્બી બાર.

પ્રથમ તસ્બી ગતજુમલે કેરી,
ગતગંગા ઉસમેં કહે બહોતેરી.









તસ્બી દુસરી હીર નરકે નામ,
ઉસમેં શાહાપીર કહેવે હર ઠામ.
તીસરી તસ્બી અલી સૌરજાગુહાર,
એહી નામ નર હર અવતાર.
ચોથી તસ્બી ગુરજીકી પઢીયે,
ઉસમેં શાહા પીરકું સમરીયે.
રે તુંહીં..........
સમરણ કરીયે સાચસુ,
તો હોવે ફલ અંતરે,
સતગુરજીએ ભાખ્યા;
તે મુનીવરકું નીરધાર રે.











# નીમ થાપનાકા પદુંતરા

કલસ થપાવો તમે ઉસકે સાથ,
જે કોઈ સત ધરમ કી વાત.

એકવીસ કલસકી દુઆજો સારી,
જાણુતા હોય સરવે નીરધારી.

નવ સોજદા પુરા હોયે જ્યાન,
આશા પુરી કરે ઉસમાંહે આન.

સોતો સતીયા હૈ સુધ વેવાર,
એસા સતપંથ ધરમ આચાર.

જે કોઈ પાવલ ન પીયે તતકાર,
ઉસ ઘર સીંતેર બલા પડે સાર.









દુન્યા માંહે અંત ભુંઢા સો જાણુ,
નુર ન વરસે મુખ પર પ્રમાણુ.

પાવલ નુર ભાઈ રાખો ધ્યાન,
સત પ્રમાણે સો કરજો આણુ.

એસી બોધ ગુરજીયે કહી,
મુરખ મરમ સબ સમજો સહી.

ગતમાંહે ભગતકું બેસાડો,
ગુરકે ગીનાનસું ઉનકું પીછાણો.

જે કોઈ સમજે સમજાવે સાર,
પાળે પળાવે સો ધરમ આચાર.









સતગુરે ભાખ્યા સાચી વાણી,
ઈલમ લીખ્યા તમે જાણો પીરાણી,
ઐસા ગુણના તમે નીતોનીત,
તો તે ફલ હોય જનમ મરત.
ઐસા સમજીને રાખજો યાદ.
તે તો હોયસે રીખીસર સાર.
રે તુંહી............
સતગુરે ઐસા ભાંખ્યા,
તમે સાંભળો મુનીવર જન રે,
ઐસા ચાવા સત ધરમકા;
તે સાંભળજો નીસ દીન રે.











## નરજીકા સરગવાસ

નર મુસ્તનસિરબિલ્લાહ ઈમામ,
કરીયા જુગમાંહે જુગપત કામ.
બહોત મુનીવર ઉને કરીયા સાર,
ઉનકું અલાવ્યા સત મારગ ચેવાર.
ઉસને વસીયત ઇજ઼ું જ કીયા,
શાહા નીઝારકું ગાદી દીયા,
મુસ્તેઅલીને કીતના જગાયા,
શાહા કે હુકમ મે સીર કીરાયા.
એસા કરતવ જુગમાંહે કરીયા,
આખર દુન્યાથી આપ સધારીયા.







૬૪

સંવત અગીયાર એકાવન હોતા,
તબ તે નરજી વૈકુંઠ પોતા.

ફાગણ મહીના હોતા તતકાર,
ઉસકી પંદરમી તીથ નીરધાર.

સતપંથ મારગકું સુધ ચલાયા,
સતપંથ કું સુધ પરતક પાયા.

ફીરતો નરજી શાહ નીઆર હુઆ,
ઉનકા દુશ્મન બહોતજ થયા.

ભાઈ એ દુશ્મની કરીયા અપાર,
આખર પહોંચાડયા સરગ દુવાર.







૬૫

તબતો મુનીવર સતીજન મીલ્યા,
ઉસ ભાઈકું ભી તેણેજ માર્યા.
સંવત અગીયાર પચાસ પર તીન,
વઈકુંઠ ગયા નરજી વાં દીન.
કારતક માસ જો હોતા જાણુ,
તારીખ એકવીસમી પ્રમાણુ.
રે તું હીં............
દીન સુમારકા હતા ત્યાં
નરજી પહોંચ્યા સરગજ માંહે રે,
સતપંથ સુધ રાખ્યા;
સો ગુરૂજીયે કરી તાંએરે.



સ. વે. ૨/૩









# શાહ હાદીકી આહેરાત

પ્રગટ રહ્યા તે નર અવતાર,
ઉસ કા શાહા હાદી કર્યા આકાર.

ગુબતી રહ્યા સો ઇસ જુગમાંહે,
બાતુન મોમન તે ઉનકું ધ્યાયે.

જે કોઈ પુરે ઈમાનસુ રહ્યા,
તેણે શાહા હાદીકું ધ્યાયા.

ગઢ આલમોત ખંઢ ઈરાક,
પહાડ આલબુરજ ઉંચ અથાક.

પહોંચ્યા શાહ હાદી ઉસ મકાન,
કીલા બડા મીસલ આસમાન.









હસનસબા મુરીદ રૂઢ ઈમાન,
ઉસને શાહ હાદીકું લીયા પીછાન.

પાઉં આકે શાહજીકું પડયા,
અરજ બહોતેરી શાહ પાસજ ધરીયા.

શાહ હાદી આલમોતમાં રહ્યા,
બહોત લોકકું મોમન કરીયા.

શાહા હાદીયે કંથીયા બહુ ગીનાન,
સતકા મારગ ચલાવ્યા નીરધાર.

એસા ચાવા ગતમાં હે કરીયા,
સોહી કલજુગ માંહે પરીવરયા.









૬૮

ગુરનર રૂપ હો તે ઉસમાંહે,
હાદી નામ ધરાયે ઉસ ઠાંહે.
સુધ કરીયા સબ ધરમ આચાર,
જે કોઈ ચાલ્યા ત્યાં પુરે વેવાર.
સત કા મારગ તે સુધ ચલાયા,
સાચા મારગ લે દીખલાયા.
રે તુહીં.................
સતકા મારગ સાચથી,
એમ બોલ્યા ગુરજી સાચરે,
ઈલમ કા ફલ સુફલ હૈ,
ગુર એસી બોલ્યા વાચ રે.







૬૯

# પીર સલામતકી રોટીકી ઉપમા

ગુરનરે સત ધરમ ચલાયા,
ગુરજીકી રોટી દેણાં ફરમાયા,

ઉસમે ફૂલ હૈ જા અનંત અપાર,
જે કોઈ દેવેગા સાચે વેવાર.

સોહી મુનીવર સરગાપુરી જાય.
દુનીયા માંહે બહુ કામ સોહોય.

એસી પેરે સો ગુરજી બતાયા,
તબ કઈ મોમન ચીતમાંહે લાયા.

દેતા રોટી સો થાવર રાત,
સાચે મનથી સો માંહે જમાત.









ચાર વરસ સોયે રોટીયા દીયા,
એક સખ્ત મોમન એેસા હુઆ.

ઉસકા ફજરઅલી કહયે નામ,
સીદક દીલસે સો દીયા તમામ,

ફીર વો ચલ ગયા ઓરજો દેશ,
છોડયા સામરા માથે અપણા ખેસ.

જાતા બસરેકી તરફે સોય,
સાગર ફુરાતપર ચડયા હોય.

હુકમ ખુદાવંદકા એેસા હુઆ,
બેડી જાજ હુતા સોઈ ડુબ્યા.









તબતો માંહે જે હોતા સાર,
દુબણુ લાગા સરવે નીરધાર.
માલમ નાખુદા સવે બુડયા,
ઉસ દરીયામાંહે ડુબે મરયા.
તે તો મોમન નવ ડૂબ્યા તાંહે,
રોટીયા આકર ન ઉનકું તરાહે.
રે તું હીં....... ....
દો રોટીયા જો ઉને દીયા,
સોયે નીચલે આવી તાંહેરે.
તબ તે આવ્યા અનદતા,
ઉસે કાંઠે તરફ તરાય રે.











# પીર સલામત કી રોટી કી ઉપમા

ઓર જે બુડતે હતે લોક જ સારે,
જે કોઈ માતનીયે હતે નીરધારે.
તેણે જબ તે મુનીવરકું દેખ્યા,
રોટીયા ઉપર તે તરતા આવ્યા.
તબ તે પુકારે તમ હમકું બચાઓ,
બાહાં ગીરહીને તે પાસ બેહાઓ.
તબ તે મુનીવરકું રહેમ આયા,
સબકું પકડીને ઉપર લાયા.
ઉગરીયા ત્યાં તે તો સઘળો સાથ,
સબકું ઝાલ્યા અપણે હાથ.









રોટીયા તરાકર કાંઠે પહોંચાડયા,
સોહી સઘળે સલામત આવ્યા.

ફીર તે રોટીયા ગાયબ જ હોઈ,
ગુર અવતાર પાસે આવ્યા સોઈ.

જીનકું રોટી યે બચાયા સાર,
ઉસને ગુરજીકું કહ્યા વીચાર.

ઉસ મુનીવર કેરા નામ જો લીયા,
જીસકું રોટીયા ને અવલ તરાવ્યા.

તબ નર અવતારજી બોલ્યા એવ,
એ તો સતધરમી હૈ તતખેવ.









શેટીયા હેતા હતા ગુર કે નામ,
સો સબ આવ્યા ઈસી કે કામ.
તબ ઉન સબકું ઈમાન આવ્યા,
સતપંથ ધરમે આપ ફસાવ્યા.
અપણા કબીલા તે સર્વે લાવ્યા,
અતા ઈલાહા તે આપ ફસાવ્યા.
રે તુહીં...............
બહોત લોક આલમોતે રહીયા,
તે રહ્યા ખુરાસાન માંહે રે.
દઢ વિશ્વાસે ધ્યાયા,
સો સતપંથ ધરમ માંહે રે.











# મેમાણીકા દુધ કા પરતાપ

ઓર ભી દુધ કા હુકમ જો કરીયા,
સો ભી ગુરનર અનવર પરવરીયા.

દેણા શુકરવારે દુધ જ સાર,
તે તો દૂધ દી દશોંદ આહાર.

એસા હુકમ ગુર અનવર કરીયા,
તે તો મુનીવર બહુ દેતા હુઆ.
એક મુનીવર કભી ચુકયા નહીં,
ઉસ ઘર એક બકરી હોતી સહી.

એસી બરક્ત હુઈ બકરી માંહે,
દસ બચ્ચે બકરી કે હુએ તાંહે.









સો સબ દો મણુ દૂધ જો દેતી,
એસી બરકત સો પાયા સોતી.

એક દીન ઉસ પાડે મેં અગની હુઈ,
તીસ જાલ સબ ઉસ ઘર પર આઈ.

તબ તો ચીંતા બહુ ઉસકું થયા,
તબ ઉસ ઘર પર દૂધ જો વરસ્યા.

એસા દૂધ તો વરસ્યા તાંયે,
ઉસ ઘર આગ નવ આવી કીસ ઠાંયે.

તબ તો બહોત ખુશીયાલ જ હુઆ,
ઓર સબ દેખકર અચરજ થયા.









ગુરુ અનવરકું તેણે પુછયા ભાઈ,
કેસી અચરત એ નરજી હુઈ.
તબ નર અનવરે ઉનકું સમજાયા,
દૂધ કે દેણે કી બાતા જો કહ્યા.
તબ કઈ જન ઈસ પંથ મેં આયે,
શુક્રવારે દૂધ સબ દેતે તાંયે.
રે તુહીં....................

એસા ખેલ સતપંથ તણા,
તે જાણો જુગ સંસાર રે.
સતગુરે એસા ભાંખ્યા,
તે મુનીવરકું નીરધાર રે.









૭૯

## ગત જમાતના પ્રતાપ

શાહા હાદીયે તબ ઈયું ફરમાયા,
મુનીવર સાથે સમજાવણુ કહ્યા.
જીસપર મુસીબત હોવે સોઈ,
આવે ખાને કે અંદર સોઈ.
તસબી બાર તો કાઢે સાર.
દૃઢ વીશ્વાસે તાકું નીરધાર.
જપે શાહા પીર કા ઉસમેં નામ,
તો ઉસ મુનીવર કા હોવે કામ.
મુશ્કીલ સબ ઉસથી ટલ જાયે,
તુ સુખ મારગ જુગમાંહે પાયે.







૭૯

એક મુનીવર જે આગલ હોતા,
સો તો મદીને માંહે જ રહેતા.

રાજ કરે એક અબ્બાસી તાંઈ,
મોમન દેખ ઉસને બદીયા ચડાઈ.

હુકમ દીયા તબ ઉસને સાર,
ઈસકું ડાલો ઈસ વખત જો માર.

તબ તો કઈ જન પકડયા ગયા,
ઈસ જનકું તાકી ખબરા થયા.

તગ ખાનામાંહે ગયા તે સાર,
રૂઢથી તસ્બી કાઢી બાર.









ફીર તે હઈત ઉસે પકડી ગયા,
જાલમ રાય કે આગલ આયા.

તબ તેણે હુકમ કર્યા એસા,
આગ મેં ઉસકો લે બાળો વેસા.

તબ તો આગ મેં ઉસકું ડાલ્યા,
સાત દીવસ અને રાત જો બાર્યા.

રે તુહીં.....................

મોમન સોઈ નહીં જલ્યા,
જેણે કરયા દઢ વીશવાસ રે.

જબ ઉસે આગથી કાઢયા,
તબ જીવતા હુઆ પ્રકાશ રે.

☐







૯૧

# ગત જમાતના પ્રતાપ

રાજા થા જાલમ દઈત જો સાર,
ઉસને જાણ્યા જે જાદુ નીરધાર.
છોડ દીયા મુનીવરકું તાંહે,
લોકો બહુ તારે અચરજ થાય.

પૂછયા ઉસકું તબ સર્વે વિચાર,
કીયું ન જલયા તમે આગ મીંજાર.
તબ તેણે તરણી દી બાતા કહી,
ખાનામાં કાઢી હતાં જે સહી.

તબ દીતનેકું આવ્યા ઈમાન,
સતપંથ માંહે આવ્યા નીરવાણ.







૮૨

તસ્બી નીત ફાહતા થા સાર,
પાયા મકસુદ ઉસને અપાર.

આખર ખુરાસાની માંહે બહ્યા,
બહોત આરાધ ઔર બંદગી કર્યા.

રાખી જવામર્દી જીયું ફરમાન,
સતપંથ પર ચાલ્યા નીરવાણ.

એસા મુનીવર સતપંથી હુઆ,
સતપંથ મારગકું સુધ ચલાયા.

દશોંદ સુકરીતે સબ હી જો પૂરા,
કોઈ નવ હોતા ઉસમાંહે અધૂરા.









આખર પદમી માંહે હોસે ખરા,
સો તો જુગપત માંહે પરવરયા.
શુબત પંથ બહુ ધરમ ધ્યાવે,
નીત નીત ગતમાંહે જ જાવે.
સતગુરજીયે સાચા ફરમાયા,
સોહી ધરમકું પરતક પાયા.
રે તુહીં....................
દેખો ખેલ સતપંથ કા,
ગુર બોલ્યા સત વચન રે.
અમીરસ અમૃત સોઈ,
તો નીસદીન પીજો જન રે.









૮૪

# શાહા મોહતદીકી ઈમામત

એસા કરતબ નર હાદી કરથા,
આખર સોઈ નર સરગે ગયા.

સવંત અગીયારસો ઉપર એકાણું,
સરગે સધાવ્યા શાહ હાદી જાણું.

જો બેટા ઉનકાથા જાણ,
ઉસકા હુવા સો મહમદ નામ.

મહમદ ધરીયા તે નર અવતાર,
મોહોતદી નામ કરીયા તતકાર.

ઇસ નરે એસા કામ જો કર્યા,
બહોત મુરીદ ત્યાં પરતે બોધ્યા.









સો સબ આવ્યા સતપંથ માંહે,
દૃઢ વીશ્વાસે ધરમ ધ્યાયે.

મહંમદ મોહિતદીએ ધરમ ચલાયા,
ગુપ્ત મુનીવરે પંથ જો પાયા.

બીસ બરસ પર દો નીરધાર,
આયા એસા ફરમાન તતકાર.

આખર સો નર સરગ સધાયા,
અમરાપુરીકા ઠામ વસાયા.

સવંત બારસો ને હોતા તેર,
સરગમાંહે વાસા કીયા તતખેવ.







૮૬

શ્રાવણ માસમેં સરગે ગયા,
અમરાપુરીકા વાસા લીયા.

તીથ દસમી તબ હોતી જાણુ,
આતવારકા દીન પ્રમાણુ.

બાવીસ વરસ કીયા બાદશાહી,
એસા ભાંખી ગુરજી સમજાઈ.

રે તુહીં............... .....

મહમ્મદ જુગથી સધારયા,
તે વસ્યા સરગ દુવાર રે.
સતપ થીએ શ્રેવીયા,
ગાફલ ભુલા ગેમાર રે.









# ઈમામકી ઈમામત

ફીર તો શાહા કાહેર નરજી હુઆ,
પાંચ બરસ પંથ ઉપર રહ્યા.

સવંત બારસો ઉપર અઢાર,
જેઠ માસ ને તીથ અગીયાર.

સરગાપુરી માંહે કરયા મુકામ,
ઝીકરીયા સલામ ફીર હુઆ ઈમામ.

ચાર બરસ ઉને પંથ કમાયા,
આખર તે નર સરગે સધાર્યા.

સવંત બારસો બાવીસ જાણુ,
ભાદરવે ફી તારીખ પાંચ.









આલા મહમ્મદ પીર હુઆ તતકાર,
જુગમાં હે જાહેર થયા નીરધાર.

ચુમાલીસ બરસ કીયા બાદશાહી,
સવંત બારસો છાસઠ માંઈ.

અમરાપુરી માંહે નરજી ગયા,
જલાલુદીન હસન પીર જાહેર થયા.

બારા બરસ ઉને પંથ કમાયા,
સવંત બારસો સતોતેર ભયા.

તબ તે નરજી સરગે ગયા,
પીર અલ્લાઉદીન મહમ્મદ થયા.







૮૯

સંવંત તેરસો ને અગીયાર,
સધાવ્યા નરજી સરગ દ્વાર.
રૂકનુદીન ખુરશા નર અવતાર,
સવંત તેરસો ઉપર બાર.
એક બરસ તક પંથ કમાયા,
આખર વો ભી સરગ સધાવ્યા
રે તુહીં..................

વઇકુંઠ મેં વાસા કીયા,
શાહા રૂકનુદીન નીરવાણુ રે.
તોડયા ગઢ આલમોતકું,
હલાકુંખાં તાતારી એ જાણુ રે.











# ગુર પીર શમ્શ કી તસ્નીફ

ફીર પીર શમ્સ હુઆ જો સાર,
જાહેર થયા સો નર અવતાર.
ચોવીસ મુલક મેં ફરયા જાણુ,
બોલ્યા મોમનકું મીઠી વાણુ.
એસા ગુરે બોધણુ કર્યાં અપાર,
સતપંથ મારગે લાવ્યા સાર.
ઝાહેર રૂપ ગુરનર નીરાકારી,
આપે સતગુર સોહી અવતારી.
ગયા પંજાબ માંહે શમ્શ પીર,
રાખ્યા દીલમાંહે અતી ધીર.









ઓધતા હતા તે અનંત અપાર.
ગાફલ હોતે ત્યાં સબ સંસાર.

સુની હતા તે ત્રન થારકું માને,
સો સત મારગકું કેસા જાને.

કાજી મુલ્લા ત્યાં હોતા ઘણા,
ગુરસું અદાવત કરયા તતખણાં.

ગુરકા મસીતમેં હોતા ઉતારા,
તીયાંથી ગુરજીકું તેણે નીકાલા.

તબ ગુરે મનમાંહે કર્યા વીચાર,
અબ તો કીજીયે કેસા જો કાર.







૯૨

બોલ્યા બીરામણ એક જો એ,
સતપંથ મારગ માંહે આવ્યા તે.
ગુરજીકું તેણે અપણે ઘરે રાખ્યા,
ખીજમત મીજમાની બહોત જ કરયા.
તબ કાઝી ઔર મુલ્લા જો સારે,
નીંદા કરતે ગુરજી કી અપારે.
રે તુહીં.....................

સો નીંદા અતી કરયા,
તે ભૂલ્યા લોક ગેમાર રે.
સતગુરકું નહીં ઓળખ્યા,
ને કરીયા અદાવત અપાર રે.









૯૩

## ગુર શમ્શકી પ્રબોધ

કેહેવા લાગા અતી બધબોલ,
બોયા ફકીરે અપણા તોલ.
હીંદુકે ઘર વાસ બનાયા,
કાફર સાથે જો તેણે ખાયા.
એસી નીંદા કરતે સોંસારે,
કરયા અદાવત બહોત અપારે.
ઓર જો ઉનુકે તાબે જો રહેતે,
ગુર કે મુખ પર નીત નીત કહેતે.
તબ ફકીર ફીઉં દીન જો છોડયા,
રોજા નીમાઝ સબ પર હુરયા.









એસા ફકીરકું ખુબ જો નાહીં,
મુસલમાન હોવે જો હીંદુ કાંહીં.

મુસલમાનકું જો એસા ચાહીયે.
હીંદુકું લેકર દીનમેં લાઇયે.

સતગુર ભીરામણ ઘર રેંતા હોતા.
તે સત મારગ કરી સેવતા હતા.

ઉનકું ઈમાન ઇશું કર આયા,
પુતર માતા મેં ઉસકા મુઆ.

તબ રોતે હુએ ભીરામણ સારે,
કરતે હોતે બહુ અંત પુકારે.







૯૫

તબ ગુરજીયે ઉસકું જીવતા કર્યા,
આનંદ મનથી સોહી થયા.
ગુરકું રાખ્યા અપને ઘરકે માંહે,
અંત ઘણેરા તે આરાધી ધ્યાયે.
કાઝી મુલ્લા ત્યાં જલ્યા ઘણું,
ગુરકું દેખ દેતા તતખણું.
રે તુહીં..................
બોધતા હતા ગુરજી ઘણું,
તોયે માને ન મુરખ જન રે.
કાજ કમાવે જે ગાફલ,
સો કેસા જાણે રતન રે.











# ગુરે શમ્શકા પરતા

એક દીન કાઝી ઔર મુલ્લા મલ્યા,
ગુરજી શમ્શ પાસે આવ્યા.

આકર બાતાં ઉને કર્યા અપાર,
કીઉં તુમ હીંદુમેં બડીયા સાર.

મુખ તે દાઢી તે રખીજે કેસી,
જલણી હીંદુકી લીધી જેસી.

કીયાં મસીત હૈ તમારી સાર,
કીયાં તમે નમાઝ પડતે નીરધાર.

કેસા મુસલ્લા તમે આગલ રાખ્યા,
કેસા કાઝી અપના કર ધરીયા.







૯૭

કેસા મસોતન ઉપરજો કરો,
ઈસકા ભેદ સબ હમસે કહો.

તબતો ગુરજીયે ફરમાવી બાત,
હમદીલ ખાલક બસતા હે સાથ.

જીસને કુદરત કીતી હે સારી,
હમકું માનખ દીયે જો અવતારી.

સુન મુલ્લા સુન કાઝી નીરધાર,
તેણે સૃષ્ટી રચાઈ સાર.

તમ કેતે જો હીંદુ ઘર રેતે,
ઉસકા ભેદ હમ તુમસે કેતે.
સં. વે. ૨/૪







૯૮

સર્વે માટીકી રચના સાર,
તીસમેં કોણ હીંદુ કોણ મુસલમાન.
ઇતના ફરક સબ ઉસમેં રહ્યા,
હીંદુ અડસઠ તીરથકું ધ્યાયા.
મુસલમાન સબ મસીતે જાય,
સો સબ સીરજનહાર ધ્યાય.
રે તુંહીં..........
સો રામ ને રહેમાન હે,
હે અલ્લાહ ને ભગવાન રે,
મૌલા સોહી નારાયણ હે;
કાદર સોહી સારંગ પ્રાણ રે.











# ગુર શમ્શકા પરતા

સો હૈ રબ સોય સીરજનહાર,
સો હૈ ગફુર સો હૈ કીરતાર.
સો મહરૂપ સો હૈ અલ્લાહ,
સોહી કેરબ સોહી લીલ્લાહ.
સોહી વરાહ સોહી ગની સુલતાન,
નરસંગ સોહી હુકલ મુસ્તાન.
વાયમણ હુઆ સો કાફી હુઆ,
ફ્રણુસીરામકા તે રૂપજ લીયા.
હુઆ અઝીઝ તે ગની સુલતાન,
નામ જબ્બાર ધરાવ્યા નીરવાણ.









કાન રૂપે તેણે ચલમ કીયા,
સોલ સેસ્ર ગોપી કે સાથે રમીયા.

ગોવરદનકું તોડયા નીરવાણ,
નાગ નાથ કંસકું મારયા જાણ.

સો ફીર હુઆ હે જો રૂપ જબ્બાર,
બુધ રૂપે હુઆ સોહી સત્તાર.

તેણે નકલંકી ધરયા અવતાર,
સોહી મૌલાઅલી હે નીરધાર.

સો નવ જાણે હીંદુ મુસલમાન,
આપ નીરીજન સો હે રહેમાન.









તમ જો નમાઝ પુછતે હો સારી
ઝાહેર સોહી ફેકટ નીરધારી.
હમતો અંદર નમાઝ જો પડતે,
મનકું અપણે મુસલ્લા કરતે.
કાઝી હમારા સો આપ રહેમાન,
કાયા મસીત હૈ નીરવાણ.
રે તુંહીં..........
રૂપ સરૂપ સબ તે તણાં,
સબ રચના કરી નીરવાણુ રે.
દુનીયા દુવેખ દોનું હુઆ,
તે હીંદુ મુસલમાન રે.











## ગુર શમ્શકા પરતા

તમ કીયા તાએત હમારી જાણે,
સર્વે જન તે ફોકટ નીરવાણે.
આવે તો રાજી ઓર નહી તો રોજા,
એસા ધ્યાન શાહજીસું હમારા.

તમતો બાહેલ હે લોક જો સારે,
જુઠ મસલે કરતે નીરધારે.
તબ તો ઈલિમકા ભાવ પરહરયા,
બાહેરથી સબ મસલા કરયા.

ખોજ ન કરતે ઈલિમ કેરી,
ગીનાન દુઆકી સુધ પરહરી.









રાહા કીયું પાઓગે ઝાહેરકો પાર,
કરતે બીન પીર મુરશીદ વેવાર.

એસો ગુરજીયે ઉનસું કહયા,
તબતે ઝાહેલ બહોત ગુસ્સે ભરયા.

બોલ્યા ફકીર તમ હમકું બતાઓ,
કેસે મસે જો કરતે કરાવો.

તબતે ગુરજીયે ઉનકું જો કહ્યા,
મસા અંદરકા હમારા ભયા.

તમતો બાહેર દોતે હો જો સારે,
સો કીયું પાક હોયગે નીરધારે.









તબ તે અતી ગુસ્સે જો ભરયા,
ગુરકું બોલીને એસા જો કહયા.
મસા અંદરકા હમકું બતાઓ,
કૈસે અંદર હોતે સો દિખાઓ.
એસા કહી તેણે પાણી લાયા,
ગુરજી શસ્ત્ર કે આગલ ધરયા.
રે તુંહીં..........
ગુરે હાથે પાણી લીયા,
ને હોયા પેટમેં ઉતાર રે,
ફીર પાણી મુખસે કાઢયા,
એસા કીયા સાતજો વાર રે.











## ગુર શમ્સશકા પરતા

ફીર ગુરે ઉનકું કહ્યાજો સાર,
એસા મસા તમે કરો નીરધાર.

તબતો મુલ્લા સર્વે મલ્યા,
પાણી અપને હાથમેં લીયા.

કોગળા પેટે ઉતારયા તહી,
અંગ હણુયા સરવે સહી.

બહોત કુછ અંગતે ઉસને હણુયા,
તોભી અંગ નવ ઉસકા દુજયા.

તો ભી કોગળા ન નીસરયા બાહાર,
હેરાન હોઈ રહ્યા સરવેસાર.









શરમ માંહે તે તો આવ્યા ઘણાં,
ગુરૂજી તબ તો બોલ્યા તતખણા.

દેખ લીયે ઝાહેલ લોગ જો સારે,
ભુલે સઘળે ઇસિ દુનીયા વેવારે.

તબ ગુરજીકું સબ પાંય જો પડયા,
સતપંથ મારગ તેમણે કબુલ્યા.

ચાલ્યા સરવે તે સત વેવાર,
બીડયા બીરામણ મુલ્લા નીરધાર.

હોયે જો આપસમેં મેલીને રહ્યા.
સતપંથ મારગકા શોધ જો કરયા,









એસા ગુર શમ્શે કરયા ખેલ,
નરકા પરતા સો લેતા ભેલ.
ગુરજી શમ્શે બહોત કરામત કરી,
સો સબ ઇસ જુગમેં પરવરી.
સતવરણીમેં સબ ગુરજી ભાખ્યા,
સત મારગકી રાહા બતાયા.
રે તુંહીં.........
ખેલ રમત જુગે અનંત કરી,
ગુર કેતા કહે સમજાય રે,
જે રમત સતપંથકી,
તે તો ગુરજીયે ભાખ્યા આયરે.











## શાહા શમ્શકી ઈમામત

પીર શમ્શે બહોત મુનીવર કીયા,
સતપંથ મારગે સુધ ચલાયા.
હીંદુસ્તાન માંહે આવ્યા આપ,
ગુરજી હોતા ઉસકે સાથ.
ગુરજી તે તો જાઈસર અવતાર
ઈલિમ માંહે તે તો અનંત અપાર.
દોનું જોમા તે આપે ધરયા,
સત મારગકી ફકીરી વરયા.
દો જોમા નર શમ્શ સાથ,
બંદગી કરતા દીન ઔર રાત.
ચોવીસ હજ કરયા શામ,









એસા જુગપત કરતે કામ.

ચોવીસ મુલક નરજી ફરયા,
બહોત મુનીવરકું પ્રબોધ કરયા.

હમેંશ બંદગી દુઆ પડે,
એક રાતમેં હજાર તસ્બી કરે.

એસા બુજરગ ગુરજી હોતા,
સતપંથ મારગ સુધા દીયાતા.

આપ કીલાતા ફકીરી નામ
રે તે ફકીરી વેસે મુકામ.









એસા ગુરજી હુઆ અવતાર,
કંથવા ઇલમ બહોત નીરધાર.
જાહેર મુસલમાની આકાર કરયા,
મુખથી અમૃત વાણી ઓચરયા.
શાહા શમ્શ ભાંખતે ગીનાન,
તબ મુનીવર સુણતે નીરવાણ.
રે તુંહીં...........
એસા ખેલ અતી કીયા,
સો ગુર શમ્શ અવતાર રે,
એસા પ્રબોધ જુગમેં કીયા;
સો નબીજીકા પરીવાર રે.











# શાહ શમ્શકી ઇમામત

શાહા શમ્શ હીંદમાંહિ આયા,
બાહેર રૂપ તે કર દીખલાયા.
મુનીવર સતગુર તુરે કરયા,
ઉસમેં ગુરજી આવી પરવરયા.

ઉસકા જોતસું હોતા વેવાર,
ગુરજી ઉસે કરયા સુધ આચાર.
બહોત મુરીદ ઉને આપે કરયા.
ગુરજી હોકર રાહા બતાયા.

કરયા મુનીવરકું શાહા ફરમાન,
તબ કંથયા અમૃત ગીનાન.









ગુરજી મોમનકું સબ સંભળાતે,
સતપંથ મારગે સુધા ચલાતે.

કરયા કરામત નરજી ત્યાં,
નર શાહા શમ્શ નામજો ધરયા.

એસા ધરાયા અપના નામ,
મુનીવરકું કર્યા ફરમાન.

દેખ્યા કરામત નરજી કેરી,
લાયા ઈમાન ઉસથી બહોતેરી.

તીસ કારણ સતપંથ વધાયા,
ગુરનર દોનું તે આપ કીલાયા.

